# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીજયા એકાદશી વ્રત



વર્ષ ૪ અંક ૧૧ મહા સુદ ૧૧, ૨૦૬૭

અનુક્રમણિકા



### राग वसन्त

वल्लभ नवललाल खेलत वसन्त ।

बनि बनि आई बाल जोबन लसन्त ।। १ ।।

छिरके छिरकावै आनन हँसन्त ।

वृन्दावनचन्द रीझै रसिक रसन्त ।। २ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને વસંતના દિવસોના આગમનની વધાઇ. શ્રીનાથજી પ્રભુ આજ વસંતના દિવસોમાં શ્રીગુસાંઈજી પ્રભુચરણના મથુરાના ઘરે પધારી વસંત અને ફાગનો આનંદ પ્રાપ્ત કર્યો. આજનો શુભ દિવસ (મહા વદ સાતમ)ને આપણે શ્રીનાથજીનો પાટોત્સવરૂપે મનાવીએ છીએ. આ પાટોત્સવને અનન્ય ભક્તો મનાવે છે.

અનન્યતાને પતિવ્રતા ધર્મ પણ કહીએ છીએ. જેમ મહાભારતમાં ગાંધારી જેવી પતિવ્રતાએ જ્યારે ધૃતરાષ્ટ્ર સાથે લગ્ન કર્યા, ત્યારથી જ પોતાની ચુંદડી ફાડીને લગ્નચોરીમાં જ પોતાની આંખે પાટો બાંધ્યો કે મારો પતિ જન્મે આંધળો છે અને હું આ આંખે દેખું તો મારો પતિવ્રતા ધર્મ નહિં. તે પાટો બાંધ્યો તે બાંધ્યો અને એકસો પુત્રોનો જન્મ થયો પણ પાટો છોડયો નહિં. આનું નામ પતિવ્રતા ધર્મ. પોતે ઘણું જ સહ્યું, છતાં ટેક અનન્યતા તો ચાહીએ જ.

શ્રીગુસાંઈજીના એક સેવક સ્થિતિએ ગરીબ હોઇ, નિત્ય લાકડાની ભારી લાવી તે વેચીને પોતાનો વ્યવહાર ચલાવતા હતા. નિત્ય બે ત્રણ પૈસા આ રીતે મળતા; અને એટલામાં નિભાવતા. એક દિવસ તેમણે સાંભળ્યું કે 'અહિં શ્રીગુસાંઈજી પધારવાના છે', સાંભળીને તેમને બહુ હરખ થયો સાથે સાથે વિચાર પણ થયો કે સૌ વૈષ્ણવો તો કાંઇ કાંઇ ભેટ મુકશે; હું શું મુકીશ ? મારી પાસે તો કાંઇ નથી. પછી નિત્ય તેમણે પાંચ સાત કોડી બચાવવા માંડી. ૪૮ એકઠી થાય એટલે પૈસો કરીલે. એમ કરતાં કરતાં એમને એક રૂપિયો કર્યો. તેનું જતન એ ઘણું જ કરે. દશ પંદર દિવસ થાય અને રૂપિયો જરા ઝાંખો થાય એટલે સરાફને (ચોકસીને) અધેલો આપીને બીજો ઉજળો સરખો રૂપિયો બદલાવી લાવે.

એમ કરતાં કરતાં શ્રીગુસાંઈજી કેટલાક દિવસે તે ગામમાં પધાર્યા. વૈષ્ણવોએ ઘણીએ ભેટ કરી દંડવત્ કર્યા પછી આ વૈષ્ણવે રૂપિયો આગળ મૂકીને દંડવત્ કર્યા શ્રીગુસાંઈજીએ પોતે તે રૂપિયો શ્રીહસ્તમાં લઇને ફેરવી ફેરવી જોયો અને આજ્ઞા કરી 'શું રૂડો લાગે છે ?' વૈષ્ણવોએ કાંઇ ઉત્સવ કર્યો. સૌ વૈષ્ણવોને પ્રસાદ લેવા તેડ્યા, સર્વની પાગળ માંડી. શ્રીગુસાંઈજી જોવા પધાર્યા બધે ફરીને જોઇને આજ્ઞા કરી હજુ વૈષ્ણવ આવ્યા નથી, સર્વ ચકિત થઇ ગયા કે આપ આમ કેમ કહેતા હશે ? વૈષ્ણવો તો સર્વ આવ્યા છે, પરંતુ આપશ્રીએ ફરીથી તેમજ કહ્યું. પછી બહુ તપાસ કરતાં જણાયું કે પેલા ઉજળા રૂપિયા વાળા વૈષ્ણવ ન હતા તેમને તેડાવ્યા. તેમને જોઇને શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી, હા, હવે વૈષ્ણવ આવ્યા. પછી પોતે પણ ઘણું પ્રસન્ન થયા અને સર્વ વૈષ્ણવોએ પ્રસાદ લીધો.

શ્રીગુસાંઈજી તે વૈષ્ણવ પર રીઝ્યા, તેના ઉજળા રૂપિયાને જોઇને નહિં, પણ તેમાં તે વૈષ્ણવના હૃદયનો ભાવ ચળકતો હતો. તે જોઇને રીઝ્યાં હતા. પ્રેમ પુરઃસર યથાશક્તિ કરેલું અલ્પ હોય છે, તો પણ તેથી પ્રભુ અત્યંત પ્રસન્ન થાય છે.

**राग वसंत :- आज लालनकी छबि सों फूली, ऋतु बसंत त्रिया अङ्ग ।। कोमल दल कुसुमनकी शोभा, भूषन बसन सुरङ्ग ।। १ ।। अबीर गुलाल अरगजा केसर, रस भरी लाई सङ्ग ।। आई पीया सनमुख ठाड़ी, बाढ़्यो रस अधिक तरङ्ग ।। २ ।। पाग चोलनां छिरकत हरखत, निरखत भ्रकुटी भङ्ग ।। वल्लभ कर बीरा दे आरती, वारती कोटी अनङ्ग ।। ३ ।।**

ભાવત્ક :- દાસ ગોપાલ અને જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







II શ્રીગોકુલેશો જયતિ II

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૭ મહા સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૭ મહા વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ફેબ્રુઆરી ૧૨ ૨૦૧૧ થી ફેબ્રુઆરી ૨૭ ૨૦૧૧

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-મહા સુદ | સોમ | ફેબ્રુઆરી-૧૪ | **શ્રીજયા એકાદશી વ્રત** |
| ૧૨ | મંગળ | ૧૫ | |
| ૧૩ | બુધ | ૧૬ | |
| ૧૪ | ગુરુ | ૧૭ | ગુરુ પુષ્ય સુયોગ પ્રાત: ૮.૧૩ સુધી |
| ૧૫ | શુક્ર | ૧૮ | હોલિકા ધ્વન વંદન. દંડારોપણ મધ્યાહ્ન ૨.૦૦ વાગ્યા સુધી. આજથી ધમારનો પ્રારંભ. માઘ સ્નાન સમાપ્તિ. |
| ૧-૨-મહા વદ | શનિ | ૧૯ | |
| ૩ | રવિ | ૨૦ | |
| ૪ | સોમ | ૨૧ | |
| ૫ | મંગળ | ૨૨ | |
| ૬ | બુધ | ૨૩ | |
| ૭ | ગુરુ | ૨૪ | શ્રીનાથજીનો પાટોત્સવ (શ્રીગુસાંઈજીના ઘરે બિરાજ્યાં) |
| ૮ | શુક્ર | ૨૫ | |
| ૯ | શનિ | ૨૬ | |
| ૧૦ | રવિ | ૨૭ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**ભગવાન જ જ્ઞાનાદિરૂપ હોવાથી (સંસાર) મટાડનાર છે. પ્રકૃતિ વિગેરેનું નિવારણ કરનાર હોવાથી પુન: સંસાર થવા દેતા નથી, અને આત્મા હોવાથી અવશ્ય હિત કરનાર છે. તેથી બીજાથી ભય મટતો નથી.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૫-૪૧)

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

**प्राप्तव्यस्यापि प्रियस्य प्रियं कुर्यात्**, અર્થાત્ જે પામવું છે કે જેને પામવું છે તેના પણ પ્રિયનું પ્રિય આચરણ કરો, મતલબ કે જેની પ્રાપ્તિ કરવી છે તેનું પણ જે પ્રિય હોય તેવી પ્રિય વ્યક્તિને જો પ્રસન્ન કરશો તો તમારું સઘળું કાર્ય સહેલું થઇ પડશે-થઇ રહેશે. જોકે કોઇપણ કાળમાં આ વાત સમજવી અઘરી નહોતી છતાંય કદાચ સો વર્ષ પહેલાં આ વાતની સમજુતી આપવી પડી હોત, પણ અત્યારે આપણે બધા જ જે પ્રકારે જીવીએ છીએ તેમાં તો બધું જ સમજેલું જ છે, કેમકે હુંએ જાણું છું અને તમેય કહી રહ્યાં છો કે 'બધુંએ લાગવગથી સહેલું થઇ જાય છે.'

ઉદાહરણ લૌકિક તથા સસ્તુ છે અને સીધુ ઉઠાવી જેના માટે ઉદાહરણ આપવામાં આવે છે ત્યાં મહેરબાની કરીને લાગુ કરતા નહિ માત્ર તમોને સમજાવવા માટે આ ઉદાહરણ છે. જેથી શ્રીમહાપ્રભુ જીવને સમજાવી રહ્યાં છે કે તને જે કાંઇ પણ નિત્ય રીતે પ્રાપ્ત કરવું છે, મેળવવું છે તે બધું જ અપાવનારા શ્રીકાલિન્દીને તું નમન કર કેમકે કલિન્દ અર્થાત્ આપણી અયોગ્ય રૂપ જે કાંઇ પ્રતિબંધ છે, અંતરાય છે, પાપ છે, તેને ખંડ ખંડ કરીને સમાપ્ત કરનારા દૂર કરનારા શ્રીકાલિન્દીનાં ચરણારવિંદમાં મન, વાણી અને દેહથી અર્પિત થઇ જવું તે જ આપણા બધા માટે સૌથી પહેલું ને કૃપાથી સહેલું પણ મંગલ આચરણ છે. આ જ કાલિન્દીપણું શ્રીમહાપ્રભુ, શ્રીગોપીનાથ પ્રભુ, શ્રીવિઠ્ઠલનાથ પ્રભુ અને સપ્તાચાર્ય સ્વરૂપ અર્થાત્ આપણા માટે ચતુર્થકુમાર શ્રીગોકુલનાથ પ્રભુના સ્વરૂપ નખશિખ બિરાજે છે.

તેથી આ મંગલાચરણ બતાવનારા સ્વરૂપોનું મન, વાણી અને દેહથી સમર્પિત થઇ નમન કરવું તે '**મંગલાચરણ**' **નુંય** મંગલ સિદ્ધ કરનારું છે. તેથી આ દ્વારના - શ્રીચતુર્થગૃહના તમો તમામ સેવક નોંધ લેજો કે નમન સ્વરૂપ સર્વોત્તમ સ્તોત્રથી તેમજ નામરત્નાખ્ય સ્તોત્રથી શ્રીગોપીનાથ પ્રભુ તથા શ્રીવિઠ્ઠલનાથ પ્રભુનું અને શ્રીગોકુલેશાષ્ટક તથા અષ્ટોત્તરશત નામાવલિથી ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુનાં સ્મરણ, નમન, ગુણગાનથી જ પ્રારંભ કરવોં. '**શ્રીવલ્લભ ચરણ શરણ થકી સૌ પડે સહેલું**' પુષ્ટિ જીવની સકલ સિદ્ધિઓની ઉપલબ્ધિ માટે મંગલાચરણરૂપ શ્રીયમુનાષ્ટકનું નિરૂપણ કરી શ્રીમહાપ્રભુએ આપણને પુષ્ટિપથ પર પહેલું પગલું ભરતા પહેલાં આ અનિવાર્ય યોગ્યતાનું સૂચન કરી આપ્યું.

આ કેવળ સૂચનથી નથી પરંતુ '**वदति वल्लभ**' કહીને પોતાના પ્રમેયબળથી તે યોગ્યતાનું દાન પણ આપણને કર્યું. એ વાત જુદી છે કે આપણી સ્વરૂપ વિસ્મૃતિને કારણે આપણને બધાને આ અંતરનિહિત ક્ષમતા-અંદર રહેલું સામર્થ્ય, ન જાણી શક્યા હોઇએ તેથી શ્રીમહાપ્રભુ પ્રમેયબળના દાનથી આપણને પુષ્ટિ પથની યોગ્યતા આપી દે છે તે જ કારણથી 'શ્રીયમુનાષ્ટક', તે શ્રીમહાપ્રભુજીની વાણીનું 'પ્રમેય સ્વરૂપ' કહેવાય છે.

પ્રવેશ પ્રાપ્ત થયા પછી પ્રથમ આવશ્યક્તા હોય છે '**किं कर्तव्यम्**' શું કરવું ? નિવૃત્તિ જ્યાં સુધી મનુષ્યને તેનું લક્ષ્ય, તે લક્ષ્ય પ્રાપ્તિ માટેના ઉપાય, અને તે ઉપાયો માટેના આવશ્યક સુસાધનો સ્પષ્ટ ના થાય ત્યાં સુધી મનુષ્ય પ્રગતિ પથ પર, ઉત્કર્ષ પ્રતિ અગ્રેસર નથી થઇ શક્તો. આ લક્ષ્ય, આ ઉપાય, તેમજ તેના સુસાધનોની સ્પષ્ટતા કરવા માટે જ શ્રીમહાપ્રભુએ આપણને જે પહેલો પાઠ આપ્યો તેનું જ બીજું નામ '**બાલબોધ**'. પોતાના ચરણારવિંદનો આશ્રય ગ્રહણ કરી '**अबमें नाच्यौ बहुत गोपाल**'ની વેદનાથી વિનંતી કરી પોતાના જીવન માટે શ્રેય સિદ્ધિનો ઉપાય પૂછનારા પોતાના જીવોને '**तस्मात् शास्त्रं प्रमाणं ते**'ના ન્યાયથી મનુષ્ય જીવનના કર્તવ્ય-અકર્તવ્યનો નિર્ણય કરી આપ્યો.

મનુષ્ય માત્રની તમામ અભિલાષાઓ કામનાઓના ચાર વર્ગીકરણ છે. જેનું બીજું નામ છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. શ્રીમહાપ્રભુએ આપણને શિખવ્યું કે શાસ્ત્ર માર્ગથી ધર્માચરણ કરી પ્રાપ્ત કરેલા અર્થ અને કામ ખરેખર આપણું મૂળ હિત નથી સાચવી શક્તા છતાં શાસ્ત્રમાં તે ધર્મ, અર્થ, કામ એટલે બતાવ્યા છે કેમકે દરેક વ્યક્તિમાં બુદ્ધિમાં પૂર્ણ પરિપક્વતા હોતી નથી તેથી હિત કરનારી ઔષધિ બાળકોને આપતી વખતે જે એને ખાવા-પીવા કે ખેલવાની વસ્તુઓનું પ્રલોભન આપવામાં આવે છે કે જેથી તે બાળક સ્વસ્થતા મેળવી શકે. તે જ રીતે શાસ્ત્ર પણ આપણને અર્થ અને કામનો સંકેત કરી આપે છે.

આપણે જાણીએ છીએ તેમ બાળકોમાં કોઇ બે પ્રકારના બાળકો ઉમરેથી શરીરથી કે અન્ય કારણથી સરખા બાળક જેવા લાગતા પણ હોય પરંતુ એકની સમજ ઊંડી હોય અને એકમાં સામાન્ય સમજ હોય. મતલબ એક સામાન્યમતિ અને એક કુશાગ્રમતિ હોય '**આવા સામાન્ય મતિ**'ના બાળકો એટલે સમજો કે મર્યાદા અને પ્રવાય જીવ અને દેખીતું સરખાપણું છતાં દિવ્યમતિવાળા બાળકનું બીજું નામ છે પુષ્ટિ જીવ. એવા **બાલ** હોવા છતાં તીવ્રમતિ બાળકોને શ્રીમહાપ્રભુ **બોધ** આપે છે કે હે પુત્ર ! ઔષધ લઇશું તો જ રોગ જશે અને સ્વસ્થ થવાશે. આપણું ઔષધ અર્થ-કામમાં નથી પરંતુ મોક્ષમાં છે. હવે સામાન્ય મતિ બાળકને ગૃહ કાર્ય માટે નોંધપોથી તથા પેન આપવામાં આવે પરંતુ તીવ્રમતિવાળા તો તેની કુશળતાને કારણે કોમ્પ્યુટર પર તેની આંગળી ચલાવી શકે, તેથી સામાજ્ય જીવોને અર્થ ને કામ લક્ષ્ય ભલે જણાતા હોય પણ વિશેષ જીવોને-પુષ્ટિ જીવોને તેમનું લક્ષ્ય મોક્ષમાં જ જોઇએ.

આવી મોક્ષની સંપત્તિ તીવ્રમતિ બાળકોને શ્રીમહાપ્રભુએ **બાલબોધ**માં આપીને બતાવ્યું કે મોક્ષના બે પાસા છે. એક આપ મેળે મેળવી શકાય તે અને બીજું બીજાની પાસેથી મેળવી શકાય તે. આ બેઉ વસ્તુને આપશ્રી સ્વતઃ મોક્ષ અને પરતઃ મોક્ષ એ બે શબ્દોથી જણાવે છે. તેમાં આપણને સમજાવ્યું કે આ યુગમાં સ્વતઃ મોક્ષ મેળવવો અઘરો જ નહિં પરંતુ પ્રાયઃ અસંભવ છે, છતાંય તેનું શાસ્ત્રમાં કહેવા મુજબ પરિચય આપતાં નામ જણાવે છે કે એક 'યોગ' અને બીજો 'સાંખ્ય'. બીજાના પાસેથી મેળવવામાં આવતા મોક્ષને સમજાવતા જગતનું તંત્ર ચલાવનાર ત્રિમૂર્તિ દેવોમાંથી બે નો ઉલ્લેખ કર્યો તેમાં ભોગ અને મોક્ષ તે શ્રીશિવ અને શ્રીવિષ્ણુ પાસેથી કેવી રીતે મળે છે તેના પ્રકારનો નિર્દેશ કર્યો છે. ત્યાં તેવું પણ બતાવ્યું કે બેઉમાંથી કોઇપણ વસ્તુ એટલે કે ભોગ કે મોક્ષમાંથી કોઇપણ વસ્તુ મેળવી શકાય છે.

....ક્રમશઃ

સંકલનઃ- શ્રીવલ્લભ નખચન્દ્ર છટામાંથી સાભાર.....

# ગોમહિમા

**(લેખક :- કાશીરામ કરસનજી શાસ્ત્રી)**

...ગતાંકથી આગળ

**इति गुणगणरमणीयां केचित्त्वां घ्नन्ति निर्दयाः पापाः ।**

**तानपि दधाति धरणी सहस्रधा स न दीर्यते हि कथम् ।। ६ ।।**

આ પ્રમાણે ગુણગણોથી રમણીય એવાં આપને કેટલાક નિર્દય પાપી પુરુષો હણે છે, અને આ પૃથ્વી તેવા પાપીઓને પણ ધારણ કરે છે. તે સહસ્ર પ્રકારે કેમ ન ચીરાઈ શકે? *આવા પ્રશ્નનું કાંઈક નિરાકરણ અન્ત:કરણને કર્યું, તે હવે આગળના ગીતિઓથી કહેવામાં આવે છે.*

**अथवा युरोपयुद्धं भयङ्करं यत्त्रिवर्षतो भवति ।**

**धनजनपूर्णा जलधौ यान्त्रिकनौकास्सहस्रशो मग्नाः ।। ७ ।।**

અથવા યુરોપ ખંડમાં ભયંકર યુદ્ધ, કે જે ત્રણ વર્ષ થયાં થાય છે, કે જેમાં ધન અને જનોની પૂર્ણ હજારો યાન્ત્રિક નૌકાઓ (મનવરો) સમુદ્રમાં મગ્ન થઇ શકે છે.

**कोटिजनानां नाशस्तथा धनानामगण्यसङ्ख्यानाम् ।**

**सर्वजनानां त्रासो देशाः केचित्तु निर्जना जाताः ।। ८ ।।**

એટલું જ નહિ પણ કરોડો મનુષ્યોનો સંહાર, તેમ અગણિત ધનસમુહોનો નાશ, સર્વ મનુષ્ય માત્રને અતિ ત્રાસ, અને કેટલાક દેશો તો જનરહિત વનતુલ્ય થઇ ગયા છે.

**क्वचिदतिवृष्टिर्देशे क्व च जलमल्पं न वर्षते देवः ।**

**क्व च भूकम्पान्नाशः क्व च मरकीतः प्रवर्तते त्रासः ।। ९ ।।**

કોઈક દેશમાં અતિવૃષ્ટિ થાય છે, અને ક્યાંક વરસાદ થોડું જલ પણ વર્ષતો નથી, કોઈક દેશમાં ભૂકંપ થવાથી મોટો સંહાર થઇ જાય છે, અને કોઇક દેશમાં મરકીથી ત્રાસ વર્તી રહ્યો છે.

**धान्यधृतादिरसानां वस्त्राणां वै महर्घता लोके ।**

**प्रतिजनहृदयं चिन्ता सर्वमिदं देवी तेऽपराधफलम् ।। १० ।।**

ધાન્યો, ધૃત વગેરે રસો અને વસ્ત્રોની અતીવ મોંઘવારી જગતમાં વર્તી રહ્યો છે. દરેક મનુષ્યના હૃદયમાં ચિન્તા થયા કરે છે, હે માતા! દેવિ! આ બધું તમારા અપરાધનું ફળ છે તેમ મને ભાસે છે.

..ક્રમશ:

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૧૨ કારતક ૧૯૭૫માંથી સાભાર ।।*



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। પ્રભુપ્રાદુર્ભાવવિચારઃ ।।

(અનુવાદક-વિવેચક :- ચિમનલાલ હરિશંકર શાસ્ત્રી)

...ગતાંકથી આગળ

### વૃષભાનુના ઘરમાં પ્રાદુર્ભાવ

**सावरणप्रादुर्भावस्तु स्वस्य केवलरसात्मकत्वबोधनाय, रसस्य गुप्तताया एव रसत्वसाधकत्वात्। अत एवाविर्भूतेऽपि रूपे तद्रूपपीताम्बरसद्भावः। तथा च वात्स्यायनः 'गुप्तो हि रसो रसतामापद्यत' इति। स च आलम्बन-विभावद्वय-भेदेनोभयरूपत्वमाविर्भाव्यलीला-सृष्टौ श्रुतिनामग्निसुतानां च कृपया संयोगरसमनुभावयितुं तेन च पोषकेन केवलविरहरसं च दातुं नन्दगृहे वृषभानुगृहे च प्रादुर्भूतः। अन्यता व्रजे स्वामिनीनामुभयविधानां संयोगरसानुंभवो न स्यात्, मूले तदनाविर्भावात्। संयोगरसानुभवानन्तरभावी स्वतन्त्रविरहरसानुभवश्च न भवेत्। द्वितीयालम्बनाविर्भावे त्वावरणं विग्रह एवानन्दमयः, सितारसस्य तन्मूर्तिरिव, मूर्तिभूते रसत्वस्यास्फूर्तेः। यथा भगवतो रसात्मकस्य मायया सर्वभवनसामर्थ्यरूपया रूपान्तरमन्यद्रूपं अनन्यमूर्तित्वात्, न तु प्रदर्शनमात्रं तथा मुख्यस्वामिन्या अपि द्वितीयालम्बनविभावत्वेन रसात्मिकाया अनन्तरूपत्वाद्रूपान्तरस्य संयोगसिद्धयेऽप्राकृताखिलसामग्रीसहितस्य प्रादुर्भाव इति नानुपपत्तिः काचित्।**

**વૃષભાનુના ઘરમાં પ્રાદુર્ભાવ** :- ભગવાન માયાના આવરણ સહિત પ્રગટ થયા એ ઉપરથી ભગવાનના રસાત્મક સ્વરૂપનું આપણને ભાન થાય છે. રસ તો ગુપ્ત હોય તો જ રસપણાની સિદ્ધિ થાય અર્થાત્ ગુપ્તતા એ જ રસપોષક છે. ભગવાન ગૂઢરસાત્મક છે, તેથી જ આપ પીતાંબર સહિત પ્રગટ થયા. વાત્સ્યાયન ઋષિનો પણ એ જ મત છે. 'ગુપ્ત રસ જ રસતાને પામે છે'. એ રસ એ બે આલમ્બનવિભાવ સ્વરૂપે યુગલરૂપે લીલાસૃષ્ટિમાં શ્રુતિરૂપા અને અગ્નિકુમારોને કૃપાએ કરી સંયોગરસનો અનુભવ કરવાને અને એ પોષક સંયોગરસ વડે કેવલ વિરહરસનું દાન કરવાને નન્દરાયજીના ઘરમાં અને વૃષભાનુના ઘરમાં પ્રગટ થયો. અગ્નિકુમારોને સંયોગરસનો અનુભવ ન જ થાત, કારણકે મૂલમાં એ યુગલસ્વરૂપ પ્રગટ નથી. એટલે સંયોગરસનો જો અનુભવ ન થાય તો સંયોગરસનો અનુભવ થયા પછી થનાર સ્વતંત્ર વિરહરસાનુભવ પણ ન જ થાય.

બીજા આલંબનના એટલે શ્રીસ્વામિનીજીના આવિર્ભાવમાં તો આનન્દમય એવું શ્રીઅંગ જ આવરણ છે. સાકરના રસની જ્યાં મૂર્તિ બનાવવામાં આવે ત્યાં મૂર્તિ જ આવરણ છે. જ્યારે રસાકાર ભગવાન મૂર્તિરૂપ થઇ જાય ત્યારે રસપણું સ્પષ્ટ માલૂમ ન પડે. જે રસાત્મક ભગવાન સર્વભવનસમર્થ માયા વડે અનેકરૂપ થાય છે, અનન્તરૂપ હોવાથી બીજું રૂપ પ્રગટ કરે છે, માયાથી બનાવટી રૂપ દેખાડવા નથી, તેવી રીતે મુખ્ય સ્વામિનીજી પણ બીજા આલમ્બનવિભાવરૂપ હોવાથી રસાત્મક છે. એ રસાત્મક સ્વામિનીજી અનન્તરૂપ હોવાથી જુદું રૂપજ ધારણ કરી શકે છે. એ રૂપાન્તરથી જ શ્રીસ્વામિનીજીનો સંયોગસિદ્ધિને માટે અપ્રાકૃત સર્વ સામગ્રીસહિત પ્રાદુર્ભાવ થયો છે, એમાં જરાય શંકાને સ્થાન નથી.

**एतेनेतो वसुदेवेन मायानयने निराधिष्ठानस्य रसस्य दर्शनमनुपपन्नमित्यनुपपत्तिः परास्ता, वासुदेवस्य तदधिष्ठानस्य तत्र सत्त्वात्। माया तु लीलायां रसोपोषायेतराज्ञानाय च मध्यस्थतया स्थास्यति।**

માટે વસુદેવજી માયાને મથુરા લાવ્યા ત્યારે માયાધિષ્ઠાન સહિત થયેલ રસનું દર્શન નહિ થાય, એવી શંકા કરવી નહિ, કારણકે માયાને લઇ ગયા, પણ વ્રજમાં વસુદેવનું અધિષ્ઠાન છે. માયા તો લીલામાં રસનું પોષણ કરવાનું અને બીજાને લીલાનું ભાન ન થવા દેવાનું કામ કરવાને મધ્યસ્થ તરીકે બેસશે.

**ननु मायायास्तत्र गमने तत्रापि तदावरणीयरूपान्तरस्त्वप्रसङ्ग इति चेत्, न, तत्र मायाया गमनमात्रं, रविकराणामिव, नाविर्भावः। अतः कंसकरादुड्डीयाम्बरगमनानन्तरं लीलोपयोगित्वेन व्रजे एव तदवस्थितिः, 'गच्छ देवी व्रजं भद्रे' अर्चिष्यन्तिमनुष्यास्त्वामित्यादिभगवद्वचनात्। अत एव फलप्रकरणे 'योगमायामुपाश्रित' इत्युक्तम्। तत्र पुनरावरमाभावास्तु लीलामध्यस्थतया समीप एव स्थापनात्। अत एवोक्तं पञ्चाध्याय्यां विवरणे 'योगमायां च समीप एवाश्रित्य स्थित' इत्याचार्यैः। प्राप्तवराणां च हृदये 'भावैरङ्कुरित'मितिपद्योक्तरीत्या यद्रूपं तद्भावात्मकं तदपि तासां नन्दगृहे समागमनेन दर्शनानन्तरं तत्रायातमिति 'गोप्यश्चाकर्ण्य मुदिता' इत्यादिभिर्निरूप्यते। तथा च नन्दगृहे वासुदेवाधिष्ठानः पूर्वं, पश्चात्तदागमनानन्तरं निरधिष्ठानस्तद्भावात्मकोऽप्यागत इति द्वयमप्यत्र रूपं संक्रान्तमिति यथाधिकारं व्रजेऽपि सर्वत्रानुभव इत्यलमुक्त्या।**

માયા મથુરા ગઇ તો છે. જેને આધારે એ રહી શકે તેવું ભગવત્સ્વરૂપ પણ બીજું ત્યાં હોવું જોઇએ એમ કોઇ શંકા કરે તો એનો જવાબ એ કે એમ નથી; માયાનું માત્ર ત્યાં રવિનાં કિરણોની માફક ગમન જ છે. ત્યાં માયાનો આવિર્ભાવ થયો નથી. માટે જ કંસના હાથમાંથી ઉડીને આકાશમાં ગયા બાદ માયા લીલામાં ઉપયોગી હોવાથી વ્રજમાં જ પાછી આવીને રહી. 'હે દેવી! તુ વ્રજમાં જા, મનુષ્ય તારું પૂજન કરશે' વગેરે ભગવદ્વચનોથી એ વાત સિદ્ધ થાય છે. માટે ખરી સ્થિતિ તો વ્રજમાં જ છે, એટલે ફલપ્રકરણમાં કહ્યું કે - 'ભગવાને યોગમાયાને આશ્રય કરી લીલા કરી'. લીલા કરતી વખતે તો માયાનું આવરણ દૂર જ થાય છે. કારણકે લીલા માટે મધઆયસ્થ તરીકે પાસે જ પણ અલગ માયાને રાખે છે.

શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરે છે કે 'ભગવાને જ્યારે લીલા કરી ત્યારે યોગમાયાને પાસે જ આશ્રય કરી બેઠા'. જેમને વરદાન મળ્યું છે તેવાં શ્રુતિ અને અગ્નિકુમારોને ચિરકાલથી થયેલી 'દર્શનેચ્છાના તીવ્ર તાપક્લેશના ભાર વડે એમના હૃદયમાં '**भावैरङ्कुरितम्**' એ શ્લોકમાં કહેલી રીતે જ રૂપ પ્રગટ્યું તે ભાવાત્મકરૂપ છે, અને એ પણ એ ગોપીજનો જ્યારે શ્રીનન્દરાયજીને ઘેર આવ્યાં ત્યારે ભગવદ્દર્શનાન્તર ત્યાં જ નન્દગૃહમાં જ આવ્યું અને એ 'ગોપીઓ સાંભળી હર્ષ પામી' ઇત્યાદિથી વર્ણવેલું છે. વાસુદેવ જેનું અધિષ્ઠાન છે તેવા પ્રભુ પ્રથમ પ્રગટ થયા; અર્થાત્ નન્દગૃહમાં પછીથી એટલે જ્યારે શ્રીગોપીજનો નન્દરાયજીને ઘેર પધાર્યા ત્યારે અધિષ્ઠાનરહિત વ્રજસુન્દરીના હૃદયમાં રહેલું જે ભાવાત્મક સ્વરૂપ તે પણ ત્યાં આવી પહોંચ્યું. આ બન્ને સ્વરૂપ સંક્રાન્ત (એકમેક) થઇ ગયાં; અને એનો અધિકાર પ્રમાણે વ્રજમાં બધે અનુભવ થયો છે; એટલે આ સંબંધી વિશેષ ચર્ચાની જરૂર નથી.

..ક્રમશઃ

# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

### પ્રકરણ ૮ – જીવ નિત્ય છે

જીવ નિત્ય છે, તેની ઉત્પત્તિ થતી નથી. જે વાદમાં શ્રીશંકરાચાર્યના માયાવાદમાં, બ્રહ્મ અવિદ્યા વડે જીવરૂપે ભાસે છે તે વાદમાં, જીવને અસત્યત્વ, મિથ્યાત્વ, પ્રાપ્ત થાય છે, કારણકે વસ્તુ ન હોય તો તેનું નિત્યત્વ કેવી રીતે સંભવે ? એટલે તે વાદમાં જીવના નિત્યત્વની સંભાવના જ નથી. આર્ય શાસ્ત્રમાં જીવનું નિત્યત્વ આગ્રહપૂર્વક ઉપદેશેલું છે. તે, સર્વ ઉપર માયાવાદ પાણી ફેરવે છે !

જીવ નિત્ય છે. જેને નામ અને રૂપ સાથે સંબંધ હોય તેની ઉત્પત્તિ કહેવાય છે. જીવને તેનો સંબંધ છે નહિં. અગ્નિમાંથી નીકળતા તણખાની માફક થયેલી ઉત્પત્તિ એ કાંઇ ઉત્પત્તિ નથી. '**अयमात्मा अजरः अमरः**', '**न जायते म्रियते वा कदाचित्**' એટલે કે બૃહદારણ્યક ઉપનિષદ્ ૪.૪.૨૫ આ આત્મા અજર છે, અમર છે, અને કઠોપનિષદ્ ૨.૧૮; શ્રીગીતા ૨.૨૯ આત્મા કોઇ દિવસ જન્મ પામતો નથી, તેમ મરતો પણ નથી. વગેરે અનેક શ્રુતિ વાક્યો આ વિષયમાં પ્રમાણ છે. જીવનું જન્મવું, મરવું જાતકર્મ વગેરે ઔપચારિક છે, ગૌણ છે. જન્મ મરણ વગેરે શરીરના ધર્મ છે, કોઇપણ રીતે તે જીવના ધર્મ નથી. જીવનું નિત્યત્વ આર્યશાસ્ત્રમાં એટલું તો સુપ્રસિદ્ધ છે કે તેવા જીવને અસત્ય, અલીક, મિથ્યા જે કહે છે તેને આર્ય પણ કહી શકાતો નથી.



# આશ્રયકો પદ

### શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકૌ પદ

અરે મન શ્રીવલ્લભ નિત્ય ગાઔ;

વલ્લભ ધ્યાન રટન વલ્લભકો વલ્લભહીકું સાહૌ. ૧

નિશદિન વલ્લભહી મુખ ઉચારૌ, વલ્લભહી નીર ન્હાઔ;

પુરુષોત્તમ પ્રભુ શ્રીવલ્લભ વલ્લભ, વલ્લભ સેવાફલ પાઔ. ૨

## શ્રીગોકુલનાથકી જય

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## Brahman (બ્રહ્મ) as Determinate (સવિશેષ) and Indeterminate (નિર્વિશેષ) :-

The concept of Brahman is expressed in a single compound word. 'Sat-Chit-Ananda', in the Upanishadas. It is described as devoid of qualities and as possessed of qualities. Hence the doubt arises, whether Brahman is one or two. The Shruti 'It is only one without a second **'एकं एव अद्विति'** emphatically asserts that Brahman is one, But ShriShankara curiously evolves His theory of two Brahman from the Upanishadas. He says that one set of the passeges, which refers to the qualities of Brahman is descriptive of the Determinate Brahman and the other set in which the qualities are negative is descriptive of Indeterminate Brahman. He further adds that though the Upanishadas mention these two Brahman, the Nirvishesha alone is the Highest, the other is due to the Maya or Illusion.

He is of the opinion that unless these two Brahmans are recognized, the Upanishadic texts cannot be trusted. So He propounds the theory of the two Brahmans; but He says that although there are two Brahmans, both are not equal. Only Nirvishesh Brahman is the principal, the other one i.e. Savishesh Brahman is only secondary, intended only for worship in the initial stage. The aspirant in His advanced stage of knowledge will know the distinction between the two Brahman. He will then turn from Savishesh Brahman and make Nirvishesh Brahman as his goal. The goal of the seeker of spiritual life must be attainment of Nirvishesh Brahman or Liberation, by the woul merging into It.

ShriRamanuja believes that one and the same Brahman is described as Nirvishesha and Savishesha. There are no two Brahmans. ShriNimbarka and ShriVallabhacharya also hold this view. Brahman is one, though it is described as Nirvishesha (without qualities) and Savishesha (possessed of qualities).

The author of the Brahma Sutras has discussed this question in the second Pada of the third chapter in the Sutras beginning from 11$^{th}$ of the end of the part. The following are the chief points considered there.

1. It is wrong to say, that the Upanishadas teach two Brahmans, because in some places Brahman is said to be devoid of qualities and in other places it is described as having qualities. Both these descriptions refer to one Brahman only. The difference lies within the two different methods of description-Negative and Positive. Nirvishesha means destitute of worldly qualities and Savishesha means possessed of transcendental qualities.

2. The theory of the two Brahmans is vitiated by the fact that the Upanishads teach Brahman is one.

3. The supposed duality of Brahman is an indication of only the dual aspect of Brahman.

4. If it is argued that the Savishesha Brahman is due to Illusion, it cannot be accepted because the principle of Maya (illusion) is not admitted anywhere in the Upanishads.

5. ShriShankara's theory of two Brahman falsifies His own position as a Non-Dualists.

6. If there are two Brahmans, with differences between them, then we must know whether the differences are real. If it is asserted that the differences are false, no object will be served by restoring to Savishesha Brahman and worshipping it. It is, then not Highest Brahman. Again, it being permanent, even though a secondary one, Its activity as the creator of the world will never cease and consequently the soul will be permenantly bound to the worldly state and there will be no release from it.

7. Even the passeges which describe Brahman negatively, do not deny the qualities of Brahman. All that they assert is that Brahman's qualities are such that they cannot be fully comprehended by men with their limited knowledge.

8. When the Shruti says, "It is beyond speech and therefore It is not like this," It only informs us that it is not within the reach of a man's knowledge. If any one says that he has known Brahman, it is simply his vanity. Infact, he has not known Brahman. Brahman is all perfection and cannot be known fully by men, however much advanced they may be in knowledge, because, men, afterall, are imperfect beings.

9. Some passeges, give positive and negative descriptions in the same Shruti. For example, the Shruti says, "Brahman has no feet, no hands and yet it runs and grasps things '**अपाणि पादो जवनो ग्रहिता**'". Here hands and feets both are denied and affirmed in the case of Brahman. So it is obvious that Brahman has dual aspects and both are true. It is not the one part of the Shruti is true the other wrong. We must accept the whole Shruti as true. Elsewhere it says "Brahman has eyes, hands and feet in all directions" This supports that Brahman is not devoid of qualities or a form.

Badarayana says that, when Brahman is described as without form or qualities, it should be understood that it denies ordinary or worldly form and qualities, and not divine form and qualities. Just as a thing made of sugar, is sugar in all its parts, so Brahman is full of Ananda everywhere - in its form and qualities. It is the presence of Ananda, which makes Brahman's form and qualities permenantly divine. So when the Shruti describes the Savishesha Brahman we must understand that it speaks of the divine qualities of Brahman. Vallabha holds that Brahman is one, though described as Nirvishesha and Savishesha, as denying worldly qualities and as affirming only divine qualities respectively.

So the 'Qualified' and 'Non-qualified' are the aspects of the same Brahman, hence there is no contradiction in the Upanishadic passages. This is the view of Badrayana also that Brahman is diestitute of the worldly qualities, as well as is possessed of divine qualities. In the world, things are circumscribed by time and space and fixed by certain limitations and rules. Brahman has no such limitations, and no rules for the manifestation of its quality and forms. It can assume any form and exhibit any quality, at any moment, whenever it pleases it. It cannot be judged or measured, in the way we judge or measure worldly things because Brahman's form and qualities are divine.

Infact, every word used positively or negatively in describing Brahman, points to some quality on the part of Brahman. So, even when Brahman is described as devoid of Qualities, it means that these are the two identical methods, modes or approaches to Brahman. One represents Brahman negatively and the other positively. They are not even two sides of a coin, or light and shade in a picture, but both are one, each is inseperable from the other, according to Vallabhacharya, in different aspects.

............to be continued

**** ShriGokulnathki Jai ****

## શ્રીવલ્લભજીનું રૂપ નિરખું (મહાવદાસભાઇ કૃત)

શ્રીવલ્લભજીનું રૂપ નિરખું, અનંગ કોટિ નિવાસ;
વદનપંકજ સદા પ્રફૂલ્લિત, મંદ મૃદુ કલહાસ. ૧
મૃદુલ મૃનાલ પ્રવાલ રંગે, અધર સોહે રસાલ;
વચનામૃત સિંધુ લહેરી, પ્રગટ અતિ કરુણાલ. ૨
ગાદી મુંઢે ફૂલસું બેઠા, કરે જ્યારે વાત;
તેહ સમયની શોભા જોતાં, જણાય નહીં દિનરાત. ૩
મહા મનોહર રૂપ દેખી, કોઇ ન ધરે ધીર;
રંચ અનુભવ થાય તેહને, વિકલ હોએ શરીર. ૪
નેત્રમાંહે ને ગાલ ઉપર, મધુર હાસ્ય પ્રકાશ;
મહારસની રેલ ચાલે, પાન કરે નિજદાસ. ૫
તે સમે નિજદાસના મનમાંહાં, જે જે અતિ સુખ થાય;
મનનું તે મનમાં જ સમજે, મુખે કાંઇ ન કહેવાય. ૬
જેમ ગાયને વચ્છ ધાવે, કરે અમૃતપાન;
ફૂલે નાચે કહી ન શકે, હરખનું નહીં માન. ૭
શ્યામ કેસ અંબોડો ઝલકે, કપોલભાલ વિશેષ;
કોટિ કામનું મંદિર દીસે, કેસરી તિલકની રેખ. ૮
તહાં આપ આપણા ભાવ પ્રમાણે, કરે છે રસપાન;
સોહે સેવક મહાવદાસ, પામે છે બહુ દાન. ૯




